## ...ન્ટોમસ યાને શરીફ બદમાશ

...લ્યમ ફૅક્ષની તદ્દન નવી ૪૦ ભાગની ડીટેકટીવ સીરીયલ.



...ગ્લોબ સીનેમા સેન્ડહર્સ્ટ રોડ-મુંબઇ.

૧ કીમત અર્ધો આનો

ગુજરાતી કૉપીર

૪૦ ભાગ **ફેન્ટોમસ.** ૪૦ ભાગ

યાને

# શરીફ બદમાશ.

નાના ડામાઓ પાછળ લાખો રૂપીઆ ખરચવામા મશહુર થયલી જાણીતી વિલ્યમ ફોક્ષ કંપનીની તદન નવી ૪૦ ભાગની **પહેલ વહેલીજ** ડીટેકટીવ **સ**રીયલ

જુઓ અને જાણીતો એકટર **એડવર્ડ** રોઝમેન આ જંગી સીરીયલમા **શરીફ બદમાશનુ અપનાતુન** પાત્ર ભજવે છે

**થોડાક રંગ ભુમીના રંગારીઓ.**

**ફેન્ટોમસ**—એડવર્ડ રોઝમેન ધોળે દિવસે ધાડ પાડનાર, બાહદુર બહુરટીઓ એક **શરીફ બદમાશ**

**રૂથ**—મીસ એના મન્ડી હેરીગટની એકની એક છોકરી જેની માશુક

**હેરીગટન**—સોનુ બનાવવાનુ કીમીયુ જાણનાર એક જાણીતો સાયનટીસ્ટ

**જેક**—જોની વોકર એક બહાદુર વીરનો રૂથના હાથનો ઉમેદવાર

**ફ્રેડ ડાક્ષન**—જાણીતો ડીટેકટીવ **ચકાદાર**

**ગ્લોબ** સીનેમા, સેન્ડહર્સ્ટ રોડ.

# શરીફ બદમાશ.

## પહેલું અઠવાડીયુ.

### બરાબર રાતના નવ વાગે,

પૈસા ! પૈસા ! પૈસાને ખાતર પિતા પુત્રનુ લોહીરેડવા તયાર થાય છે પૈસા ખાતર માતા પુત્રીને તરછોડે છે ભરથાર અને પતિના પ્રેમમા પસાને અગે વીષઆપે છે એજ પૈસાને ખાતર ફેન્ટો મસ જગતને નાચ નચવી રહયો હતો પોલીસ આજ સુધી તેને પકડવા વ્યર્થ ફા ફા મારતી લોહીનુ પાણી કરી રહી હતી ડીટેકટીવ ડીક્ષન પણ વર્ષોની નોકરીમા સેકડો ખુની લુટારાઓને પકડયા છતા આ બાહુરૂપી ઉઠાઉગીરથી હારયો આજ કાલ નહી પણ દશ-દશ વર્ષ થયા હેરાન હેરાને થઇ રહયો હતો

ડીકેકટીવ ડીક્ષન તે ચપળ અને સુપ્રસિધ્ધ જાસુસ અત્યારે પોતાના ઓરડામા બેઠો બેઠો કોઇની માર્ગ પ્રતિક્ષા કરી રહયો હતો તેના મગજમા અત્યારે અવનવા વિચારો દરીયાના ઉછળતા મોજા પેઠે આવતા અને જતા હતા તેના ચહેરા ઉપર એક રગ

આવતો તો બીજો જતો હતો તેની મુખ મુદ્રા ક્ષણવાર માટે તો આનદમા ચળકતી તો વળી કાંઇ વીચાર આવતા પ્રફુલ્લીત વદન મલીનથતુ હા તે બાહોશ જાસુસ અત્યારે ફેન્ટોમસની વાટ જોઈ રહયો હતો દશ દશ વર્ષ થયા પ્રજાને નાચ નચાવનાર ફેન્ટોમસ આજે ડીક્ષનને મળવા આવનાર હતો સાડા અગીઆર થયા હતા વરસાદ ધોધમાર વરસી રહયો હતો વીજળીના ચમ



ડીક્ષની મદદે આવે છે

ફેન્ટોમસ.

કારા અને વાદળ ગર્જના અધારી રાત્રીને ભયકર સ્વરૂપ આપી રહી હતી ડીટેક્ટીવ ડીક્ષન ફેન્ટોમસ આવનાર હેવાથી તેને પકડ

વાના હવાઇ કીલ્લાઓ બાંધી રહયો હતો ફ્રેન્ટોમસને પકડવા પીસ્ટોલ બંદુક આદી સામગ્રીઓ ડીક્ષન પાસે તૈયારજ પડી હતી

સાડા અગ્યાર થયા–પોણાબાર–બારમા પાચ ઓછી–ત્રણ મીનીટ બાકી અને છેવટે ઘડીઆલે બાર વગાડયા કે તરતજ બારીનો પડદો ખસ્યો અને ડીક્ષને ફરી જોતા તેને એક સ્ત્રી ઉભેલી જણાઈ ફ્રેન્ટોમસ બદલ તે સ્ત્રીને ઉભેલી જોતા તે ડીટેકટીવ અજાયબી પામ્યો. અને ગભરાટ વચ્ચે તે કાઇ બોલે તે અગાઉ તો આવનાર સ્ત્રીએજ કહયુ, ડીટેકટીવ સાહેબ હુ ફ્રેન્ટોમસના પ્રતીનીધી તરીકે આપને જણાવવા આવી છુ કે આજે તે અહી આવી શકશે નહી ”

‘ ઠીક ભલે તે ન આવે પણ હાલ તમે તો અહીથી જઈ શકતા નથી જયા સુધી તે ઉઠાઉગીર મારા હાથમા સપડાશે નહી ત્યા સુધી તમે મારા કેદી છો ” ડીટેકટીવ મગરૂરીમા બોલ્યો

“ તે અશકય ; પેલી સ્ત્રીનો ભયકર અવાજ સભળાયો ’ તે સાથેજ નાનકડી પીસ્તોલની નાલી ડીટેકટીવ પ્રત્યે ટીકાઇ ડીક્ષનના હાથો ઉચા થયા–તે આધીન થયો અને આખના એકજ પલકારામા તો તે સ્ત્રી અદ્રશ્ય થઇ ડીટેકટીવ તે ઓરડામા એક લોજ રહયો

ફ્રેન્ટોમસ અત્યારે પોતાના ઓરડામા વ્યાકુળતા વચ્ચે આટા ફેરા કરી રહયો હતો તેનુ મન અત્યારે શાત નહોતુ. એટલામા પેલી સ્ત્રી દાખલ થઇ અને ફ્રેન્ટોમસને કાઇ કહેતા તેના ગંભોડી પજા હવામા ઉછાળ્યા અને ક્રોધમા તેના દાતો કચકચ્યા

હેરી ગટન તે લક્ષાધીપતિ વિજ્ઞાનશાસ્ત્રી મહાન શોધક અત્યારે પોતાના પ્રયોગો કરવાના ઓરડામા કોઇ વસ્તુ બનાવવા પ્રત્યે ધ્યાન આપી રહયો હતો, વર્ષોની મહેનત પછી આજે તે પોતાની શોધમા ફળીભુત થયો હતો, અને તે શોધ કઇ?

કીમીયુ સોનુ બનાવવાની રીત તે વિજ્ઞાનશાસ્ત્રી આજે જાણવા પામ્યો હતો, છેવટે કીમયું તૈયાર થયુ, હેરીગટનના હાથમાં સોનાનો ટુકડો જણાયો અને તેની આખો હર્ષમા ચમકવા લાગી

જો ચાહે કર સકે દુન્યામે વો પૈસાહી પૈસા હય
મીગાડ ઔર મનાદે કામ વો પૈસા હી પૈસા હય

ઉઠા દેવે ઝમીકો આસમા તક ઓર ફલક ટુકડ
કરે મુશ્કીલ મે હલ દુન્યાકી વો પૈસાહી પૈસા હય

જ્યારે હેરીગટન પોતાના ઓરડામા કીમીયુ બનાવી રહયો હતો, ત્યારે તેની પુત્રી રૂથ પોતાના પ્રિતમ જેક સાથે આનદ મનાવતી બાજુનાજ દીવાનખાનામા બેઠી હતી યુવકાની વાતચીત પણ આનદીતજ હોય રૂથ અને જેક પણ યૌવન હીડોળે ડોલતા હતા તમની વાતો પણ સુખનીજ હતી, અને તે વાતચીતમા પોતાની પ્રિયાના ગુલાબી ગાલો પર જેક ચુબન લે તે અગાઉ તો હેરીગટન નાચતો નાચતો બનાવેલુ સોનુ પોતાની પુત્રી અને ભવિષ્યના જમાઈને દેખાડવા આવ્યો રૂથ અને જેકની વાતમા ભગાણુ પડયુ અને આ જોડુ હેરીગટને બનાવેલુ સોનુ તપાસતુ આનદ પામ્યું

ડીટેકટીવ ડીક્ષન અત્યારે એક ચીઠ્ઠી તપાસતો પોતાના ઓરડામા બેઠો હતો, તે ચીઠ્ઠી ફ્રેન્ટોમસે મોકલી હતી અને તે એક સાધારણ કાપલી નહી પણ ભયકર ખબર આપતી પત્રીકા હતી તેમા ફ્રેન્ટોમસે શુ લખ્યુ હતુ ?

આજ રાત્રે તૈયાર રહેજો ૯ વાગે હુ હેરીગટનને ઉપાડી જઈશ બનતા સીપાહીઓ રાખજો

ફ્રેન્ટોમસ

આ કાગળ મળતાજ ક્રીક્ષન ચાપતા ઉપાયો અમલમા મેલવા દોડાદોડ કરવા લાગ્યો અને જ્યારે તે બાહોશ ડીટેકટીવ હેરીગટને તેના જોખમની ખબર આપી ત્યારે તે વૃદ્ધ પુરૂષ ચોકયા વિના નજ રહી શકયો જ્યારે તેની કોમળ પુત્રીનુ કોમળ હૈયુ તો આ જોખમકારક વાત સાભળી ધડકવા લાગ્યુ, તે પુતળી ગભરાઈ અને જેકના પસામા ભરાઇ

અત્યારે રાતના સાડા આઠ થયા હતા, હેરીગટનને ઉપાડી જવા હવે માત્ર અર્ધોજ કલાક બાકી હતો, પોલીસ તો ચોમેર પહેરા ઉપર ઉભીજ હતી જ્યારે હેરીગટણ બદુક અને પીસ્તોલમા ઘેરાઈ રક્ષણમા બેઠો હતો, નવમા પાચ ઓછી હતી, અને રૂથની ગભરામણ વધી જેમ જેમ ઘડીઆલનો કાટે ચાલતો તેમ તેમ રૂથ ધરૂજતી હતી ઘડીઆળનો કટ–કટ–કટ અવાજ રૂથનો કોમળ અતર પર ઘા કરતો હતો એક મીનીટ બાકી અને નવના ટકોરામાનો પહેલો અવાજ થતા બટલર અદર દાખલ થયો જેવો તે બટલર અદર આવ્યો કે બતી બુજાઇ, અને ક્ષણવાર પછી ફરીને અજવાળુ થતા હેરીગટન ગુમ થએલો જણાયો ડીટેકટીવ અને જેક એક બીજી મોટરમા કુદી પડયા ફ્રેન્ટોમસની મોટર પાછળ મોટર દોડી, અને રસ્તામા ડીટેકટીવે તે મોટર પકડી પાડી અને જેવો ડીટેકટીવ ફ્રેન્ટોમસની મોટરમા જોવા ગયો તો ત્યા કોઈ જ નહી માત્ર બે પુતળા બેઠેલા જણાયા પુતળા જોઇ ડીટેકટીવના નેત્રો ક્રોધમા ચળકવા લાગ્યા નીરાશ થએલો ડીટેકટીવ પછો ઘેર આવ્યો ત્યા તેને ચીઠ્ઠી મળી

કામ પાર પાડયુ છ બીજી વાર ભેટીએ ત્યા સુધી સાહેબજી

ફ્રેન્ટોમસ.

હજી તો ડીટેકટીવ આ ચીઠ્ઠી વાચે છ ત્યા તો રૂથ ખબર આપે છે ક નવ વાગતા જે બટલર અદર આવ્યો હતો તે

ખરેખરો બટલર ન્હોતો પણ એક ઉઠાઉગીર હતો જ્યારે બટલર એક ઓરડામાં કદ પડયો હતો

## લાખ ડોલર ઇનામ

ફ્રેન્ટોમસ હેરીગટનને પકડી ઘેર લઇ આવ્યો અને ઓરડામા કદ કરી તે ભાનમા આવે તેની વાટ જોવા લાગ્યો હેરીગટનને ભાન આવતા તે વિકાળ ફ્રેન્ટોમસ, આગળ આવ્યો અને બોલ્યો "

"ફ્રેન્ટોમસ! મને આમ હેરાન કરી તમે શુ મેળવવા ચાહો છો? '

'કીમીયુ બનાવવાની રીત"

અને તે નહી મળે તો?" હરીગટને પુછ્યુ '

તો તમારી સુદર છોકરી રૂથ

રૂથનુ નામ સાભળતા તે વૃદ્ધ પિતા ક્રોધમા કપી રહયો હતો ત્યારે રૂથની માગણી કરતા ફ્રેન્ટોમસને આવી માગણી કરતે સાભળી તેની પ્રિયા પેલાજ સ્ત્રી પણ ગુસ્સે થઇ અને જેવો ફ્રેન્ટોમસ હેરીગટનને પજવી બહાર આવ્યો કે વાટ જોઇ ઉભેલી તેની સ્ત્રીએ પુછયુ 'શુ તમે રૂથ સાથે પરણવા માગો છો?"

આ અચાનક પુછાયલા સવાલથી ફ્રેન્ટોમસ પહેલા તો ગભરાયો પણ લુચ્ચો ચોર પેલી સ્ત્રીને તરતજ શાત કરી શકયો

મધ્ય રાત્રે રૂથ હેરીગટનની નિર્દોષ પુત્રી—સ્વર્ગની જેવી સુદર—ભોળી કુમારીકા પોતાના સુદર પલગ ઉપર સુતી હતી, તે ભર નીદ્રામા પડી હતી પણ તેના ઘરના નીચેના ભાગમા થતી ગડબડના અગે તે જાગી ઉઠી તેના ઘરમા ચોરી થતી હતી, પણ જ્યારે રૂથ નીચે ઉતરી ત્યારે તે ત્યા કાઇને પણ જોઇ ન શકી માટે તે વધુ તપાસ કર્યા વીના જઇ પાછી સુઇ રહી, રૂથના મકાનમાથી સોનુ બનાવવાની નોધ જે ડાયરીમા હતી તે ડાયરી ચોરાઇ હતી,

ફ્રેન્ટોમસના હાથમા જયારે તે ડાયરી ગઈ ત્યારે તેની આખ આનદમા ચળકવા લાગી, પણ પાના ફેરવતા જયારે તેણે જોયુ કે પેલી ડાયરી માથી અમુક નોંધના પાના તો કોઈ ફાડીને લઈ ગયુ હતુ

સવાર પડતા પિતાના વિયોગમા વ્યાકુળ બનેલી પુત્રી રૂથ દીવાનખાનામા આટા ફેરા કરી રહી હતી, ત્યા તેનો પ્રિતમ જેક આવ્યો જેકને જોતાજ રૂથના અતરમાથી એક નવો વિચાર પસાર થયો અને તેને ગળે વળગી પડતા તે પ્યારી પુતળી બોલી “ વ્યારા જેક મારા બાપની લાખોની દોલત અત્યારે શા કામની ? પિતા વિના તો ખરેખર તે નકામીજ છે માટે એક એવો ઇનામ જાહેર કરો કે જેથી ફ્રેન્ટોમસના માણસો પણ તે ઈનામની લાલચે તેને પકડાવી દે

જેકને આ વાત બહુજ ગમી અને તે અમલમા મુકવા તેણે ડીટેકટીવ ડીક્ષનની સલાહ લીધી

જેલમા પુરાએલો હેરીગટનની સ્થિતિ અત્યારે સૂળી વચ્ચે સોપારી જેવી હતી એક તરફ ફ્રેન્ટોમસની કીમયુ બનાવવાની રીત શીખવા માટેની માગણી અને બીજી તરફ પોતાની પુત્રીનો વિચાર એવા દુખી સમયમા દાઝયા ઉપર ડામ દેવા ફ્રેન્ટોમસ અદર આવ્યો અને રૂથને ત્યાથી ચોરી મગાવેલી ડાયરી દેખાડતા બોલ્યો “હેરીગટન જો કે કીમયુ બનાવની રીતના પાના આ ડાયરીમાથી કોઇ ફાડી ગયુ છે પણ જ્યા સુધી હુ તે પાના હાથ નહી કરી લઇશ ત્યા સુધી તારી મુકિત અશકય છે”

રૂથે જાહેર કરેલા લાખોના ઇનામની વાત સાભળી લુચ્ચા ફ્રેન્ટોમસના તેવાજ ઉઠાઉગીર ગોઠીયાઓના મોઢામા પાણી છુટયુ એક તરફ ફ્રેન્ટોમસને પકડાવી દેવા માટે મળતુ લાખોનુ ઈનામ ત્યારે વળી બીજી બાજુએ ફ્રેન્ટોમસ જેવા વિકરાળ પ્રાણીની ધાસ્તી એ બન્નેમાથી ધનનો ઢગલો વિજય મેળવી શકશે

ફ્રેન્ટોમસનો એક ગોઠવ્યો પીગળ્યો અને તે લુચ્ચા ઉઠાવગીર પકડાવી દેવા માટેની બાતમી ડીટેકટીવ ડીક્ષનને આપવામ આવ્યો આવનારની વાત સાભળી તરતજ ઈનામના પૈસા બે કમાથી મગાવી લેવામા આવ્યા અને જેકા રૂથા ડીટેકટીવ તેમજ પેલો લુચ્ચો ફ્રેન્ટોમસને પકડી પાડવા ચાલ્યા

આ ચડાલ ચોકડી ફ્રેન્ટોમસની શોધમા લાખોની દોલત સાથે એક મોટરમા બેસી આગળ અને આગળ વધ્યે જતી હતા પણ રસ્તામા એક જગ્યાએ ડીટેકટીવને કામાર્થે ઉતરવુ પડયુ તે તકનો લાભ લઇ રૂથની મોટરનો ડ્રાઈવર પેલી લાખોની મીલકત ધરાવતી પાકીટ બગલમા દાબી રફુ ચકકર થઇ ગયો

ડીટેકટીવ અને જેક તેની પાછળ દોડયા પણ ફ્રેન્ટોમસને પકડી ન શકયા અને જેમ તેઓ નિરાશ થઈ પાછા ફર્યા કે ઈમાલ નામનો જાણીતો ઈન્ટર નેશનલ ડીટેકટીવ ત્યાથી પસાર થયો ડીકસન અને જેક પેલા ડીટેકટીવને જોઇ રહ્યા અને જેવા તેઓ આગળ વધ્યો કે પોતાની મુછ દહાડી કહાડી નાખી તે નહીં પણ અઠગ ઉઠાવગીર ફ્રેન્ટોમસજ હતો

રૂથ પાસેથી છીનવી લાવેલી દોલત તપાસતો ફ્રેન્ટોમસ પોતાના ઓરડામા બેઠો હતો જેવો તે લુચ્ચો હતો તેવાજ તેની સામે ટકકર ઝીલનારા પણ બાહોશ પુરૂષોજ હતા ચોરને ઘેર ચોર પરોણો એ નીયમાનુ-સાર જેક અને ડીટેકટીવે ફ્રેન્ટોમસને છેતરી ખાધો હતો તે દોલત ખરી દોલત નહી તે નોટો ખરી નોટો નહી પણ નાટક તખતા ઉપર દેખાડવા માટે બનાવવામા આવતી ખોટી નોટોનુ મડલ હતુ ફ્રેન્ટોમસ આ ઢગલાને જોઈ ચેતી ગયો કે તેની પુઠ પકડનારા સાધારણ પુરૂષો નહી પણ બે ભયકર વ્યકતીઓ હતી

જેકના ઘરમા ટેલીફોન કપની તરફથી ટેલીફોનનુ સમાર કામ કરવા માટે બે મજુરો આવ્યા હતા તેમને કોણે બોલાવ્યા હતા તેની તો ખબર નથી છતા દાસીને ઉધુ ચત્તુ સમજાવી

તેઓ જેકના ટેલીફોન સુધી પહોચી ગયા અને રીસીવર સાથે એક બોમ્બ જોડી જેગો રીસીવર ઉપાડવામા આવે કે તે બોમ્બ ફુટે એવી ગોઠવણ કરી ચાલતા થયા

રૂથ અત્યારે પોતાના ઘરમા બેઠેલા ડીટેકટીવ સાથે વાતચિત કરી રહી હતી રૂથને ઘણુ ચતુ સમજાવી શકયો હતો રૂથ તેના વચનો ઉપર વિશ્વાસ લાવી શકી હતી અને પોતાના બાપને છોડાવી લાવવા માટે વચન આપનાર ડીટેક ટીવને ગમે તે મદદ કરવા તઈયાર હતી રૂથ ઉઠી અને પોતાના વહાલા જેકને ટેલીફોનથી બોલાવવા ચાલી રૂથે ઘટી વગાડી અને જેવો જેક રીસીવર ઉચકવા આવે તે અગાઉ તો રસ્તે રમતા કેટલાક મવાલી છોકરાઓએ તેની બારીનો કાચ ફોડી નાખ્યો જેકનુ ધ્યાન ત્યા ગયુ તે ટેલીફોન વીસરી ગયો અને હજી તો તે છોકરાઓને ગાળો આપે ત્યા તો ફરીને ઘટી વાગી વળી પાછો જેક રીસીવર ઉચકવા આવ્યો પણ વળી રૂથની ફોટો ફરેમ પડી ફરીને તે તરફ વળ્યો અને હજી તો તે પોતાની પ્રિયાનુ છયાચિત્ર જુએ ત્યા તો વળી એકવાર એત્રલે ઘટડી વગાડી વળી જેક ટેલીફોન તરફ ગયો અને રીસીવર ઉચકતાજ ડીટેકટીવ ડીક્ષન પોતાના ગઠોડી પજાથી ઘર ચુરેચુરા થઇ જાય તે અગાઉ જેકને ઘસડી લઇ ગયો બોમના થએલા ધડાકાનો અવજ ટેલીફોનદવારા રૂથ સાભળી શકી હતી અને જેકને જરૂરજ હાની પહોચી છે એમ તે ધારી શકી હતી જેકની સ્થિતિ તેની નજરમા તરવા લાગી અને રૂથ બેભાન થઇ જમીન પર પડી

## ત્રણ ગણે ભય

બોમ્બ ફુટી ચુકયુ રૂથ તો એમજ સમજી બેઠી કે તેનો પ્રાણ પ્યારો મરી ગયો એજ ધાસ્તીમા તે કોમળ કુમારીકા બે ભાન થઇ પણ જેક તો ડીક્ષન જેવા બાહોશ ડીટેકટીવની સમયસુચકતાથી બચવા પામ્યો હતો જેકને બચાવી તરતજ ડીક્ષન તેને બહાર લઇ આવ્યો અને રૂથને ત્યા જરૂરજ કાઈ માઠુ બન્યુ છે એમ તેને શકા જતા આ બને વીરલા

એક મોટરમા બેસી રૂથને ત્યા જવા માર્ગે પડ્યા અને જેવા તેઓ રૂથને ત્યા આવ્યા તેવાજ તેઓએ શુ જોયુ? રૂથ બે ભાન પડી હતી, જ્યારે ડીટેક્ટીવ ત્રીજોરી તપાસતો હતો.



ખરો ન્હોતો પણ ડીક્ષનને ત્રાસ આપી રહેલો અઠંગ ઉઠાઉગીર ક્રન્ટોમસ હતો જેક તેમજ ડીક્ષનને જોતાજ તે લુચ્ચો રૂથ પ્રત્યે ફર્યો અને તેને ઉચકી જેક તેમજ ડીક્ષન તેને પકડી શકે તે અગાઉ આગાસીમા આવતો રહ્યો નીચે ઉભેલી મોટરને તે લુચ્ચાએ હાક મારી બોલાવી અને જેવી તેની ગાડી બરાબર

અગાસી નીચે આવી કે મનહર રૂથને લઇ તે મોટરમા કુદી પડયો અને ક્ષણવારમા તો ફ્રેન્ટોમસ દેખાતો બધ થયો જેક ડીટેકટીવ તેમજ થોડાક પોલીસ અમલદારો પાછળ પડયા પણ તે સઘળુ વ્યર્થ હતુ ચાલાક ચોર ચપળતાથી નીકળી ગયો હતો રૂથ જેવી એક કીમતી પુતળીને ઉપાડી ગયો હતો

રૂથને ઘેર લાવી ફ્રેન્ટોમસે તેને હેરીંગ્ટનની બાજુનીજ ઓરડીમા કેદ કરી બાપ દીકરી અતયારે બાજુ બાજુમાજ હતા રૂથના દુ ખ દાયક કરૂણા ભર્યા વચનો તેના બાપે સાભળ્યા પિતાનુ હૈયુ જોરમા ધબકારા મારવા લાગ્યુ અને બહુજ કરૂણા ભર્યા અવાજમા તેણે બુમ મારી બેટા રૂથ

પિતાનો અવાજ સાભળી રૂથ તો આનદ ઘેલી થઈ રહી અને જટ તે એક કુરશી ઉપર ચઢી પોતાના પિતાથી વાચચીત કરવા લાગી પણ અફસોસ તે માત્ર અલ્પ કાળ માટેજ જાલીમ અને વિકળ ફ્રેન્ટોમસ ત્યા આવ્યો અને આ બાપ દિકરીની વાતચીત બધ પડી ફ્રેન્ટોમસ રૂથ પાસે આવ્યો અને તરતજ તેના ફુલ જેવા ગાલો ઉપર જબરદસ્તીનુ ચુબન લીધુ હા માત્ર એકજ ચુબન પછી તો તે ભોળી મૃગલી ચેતી ગઇ અને ફ્રેન્ટોમસના બળાતકાર આગળ ટકકર ઝીલવા લાગી ફ્રેન્ટોમસ આ જોઇ ચાલતો થયો પણ કેમ ? રૂથના મનને વીધી નાખતોજ ગયો જતા જતા તેણે કહ્યુ "રૂથ ! આજે હુ તારી સાથે લગ્ન કરીશ"

રૂથ અને ફ્રેન્ટોમસની વાત બહાર ઉભી ઉભી પેલી હરામખોરને ચાહનારી પેલીજ સ્ત્રી સાભળતી હતી અને મનમાજ બળી રહી હતી

જેક રૂથની શોધમા નાસીપાસ થયેલો પ્રેમી પોતાની નાનકડી પ્રિયાને શોધવા ધમ પછાડા કરી રહયો હતો તો

અત્યારે રૂથનાજ વિચારમા હતો. એટલામા બટલરે એક તાર તેના હાથમા મુકયો તેમા જણાવવામા આવ્યુ હતું

રૂથને બચાવવા ધારો છો તો ૮૫૪

ઓલીવર સ્ટ્રીટમા જરૂર આવજો

બસ હવે બીજુ શુ જોઈતુ હતુ પ્રિયાનો પતો લાગતા તે પ્રેમ ઘેલો પ્રેમી ઉભો થયો અને તરતજ ઓલીવર સ્ટ્રીટમા આવતા તેને એક કલબ રૂમમા લઇ જવામા આવ્યો

જેક જયારે રૂથની શોધમા આવ્યો હતો ત્યારે રૂથતો અત્યારે પોતાના ઓરડામા રડી રહી હતી નીચેના ભાગમા ફ્રેન્ટોમસ તેમજ પાદરી ઉભા હતા આજે રૂથ સાથે ફ્રેન્ટોમસ લગન કરનર હતો થોડી વાર પછી ફ્રેન્ટોમસ એક મવાલી સાથે ઉપર આવ્યો મવાલીએ રૂથની કોમળ ચામડીમા એક ધારદાર છરાની અણી ઘોચી ફ્રેન્ટોમસે તેને ધાસ્તી દેખાડી અને તે છરીની તીવ્ર વેદના ખમતી રૂથ ફ્રેન્ટોમસ સાથે લગ્ન કરવા નીચે આવી

---

# શુ ફ્રેન્ટોમસ રૂથને પરણશે ?

---

**આવતે અઠવાડયે** એના કરતા વધારે રૂંવે રૂવા ઉભા કરે એવા દીલ ઉશકેરનારા બનાવો રજુ થશે

રૂથ અને તેણીના આશક, તેણીના પીતા, તથા ફ્રેન્ટોમસના હરીફ ડિક્ષનની કથા આગળ ચલાવવામા આવશે

# વાંચકો સાથે વાતચીત.

## ફ્રેન્ટોમસ ડીટેકટીવ સીરીયલ.

નાના ડરામાઓ પાછળ લાખો રૂપીઆ ખરચવામા મશહુર થયલી અમેરીકાની જાણીતી વિલ્યમ ફોક્ષ કુંપનીએ આ ૪૦ ભાગની ડીટેકટીવ સીરીયલ ઘણા મોટા ખરચે તૈયાર કરી છે કે જેને અત્યાર આગમજ ઘણાક જાણીતા ડરામાઓ જેવા કે "અલાઉદ્દીન," "અલીબાબા," "જેક એન્ડ ધી બીન સ્ટોક" વગેરેમા નામના મેળવી છે ફ્રેન્ટોમસની ડીટેકટીવ વારતા જાણીતા ફ્રેંચ લેખકને હાથે લખાઇ છે અને એ વારતાએ ફ્રાંસ અને અમેરીકામા જબરી ચકચાર જગાડી છે

તે તેર જુદી જુદી ભાષામા પ્રગટ થઇ છે

તે ઉપરથી જાણીતા બાહોશ સીનરીઓ લખનાર એડવર્ડ સેજવીકનો આ કથાને સ્ક્રીન ઉપર લાવવાનો વીચાર થયો અને મોટી જંજાળ પછી ઘણા સારા એકટરો અને એકટ્રેસોના ભેગા બળથી ખાસ પોતાને હાથેજ ડાયરેકટ કરી તેને આ સીરીયલ તૈયાર કરી છે હવે જોવાનુ છે કે તે પોતાની ધારણામા કેટલે અંશે સફળ થયો છે

જયારે ફ્રેન્ટોમસની સીરીયલ ફોક્ષના સ્ટુડીયોમા તૈયાર થઈ રહી હતી ત્યારે એ સીરીયલના ઘણાક ઓર્ડરો તેને આગમજથી મળી ચુકયા હતા અને હીંદુસ્થાનમા આ સીરીયલ મેળવવાને ઘણાઓ વચ્ચે જબરી હરીફાઇ જાગી હતી, આખરે જાણીતી " માડ્ર્‌ન થીએટર્સ લીમીટેડ " તેને મોટા ખરચે પોતાને માટે ખરીદી ઓલ ઇંડીયા બરમા અને સીલોનમા ચલાવવાનો હક મેળવ્યો છે

અને મુંબઈમા ચલાવવાનો એકલો હક હમોને આપવામા આવ્યો છે

# ફેન્ટોમસની થોડિક ઓળખાણ.

બદનામી પણ એક પ્રકારની નામનાજ કહેવાય, સારૂં કામ હોય કે ખરાબ, નેકીનુ હોય કે બદીનું, પરતુ તે સપુર્ણ હોવુ જોઇએ નામ કાઢવુ તો એવુ નામ કાઢવુ કે દુન્યા હાતમ, રૂસ્તમ, ભીમ, અરજુન, એલેકઝાન્ડર, અને નેપોલીયનની સાથે તમારૂં નામ દેય, ત્યારે બદનામીમા પ્રસીદ્ધતા મેળવવા માગતા હો, તો જયાસુધી રોમનો બાદશાહ નીરો સુધા લોકોના મન ઉપરથી ઉતરી નહી જાય ત્યાસુધી કોઇની ઉપર જુલમ કરવાની હીમતજ કરવી નહી

ન રૂસ્તમ યાદ આયે જોરમે, વો નામ પયદ કર
ઝમાના નુલ જાય જમકો, અયસા નામ પયદાકર
ન દુન્યા મે કાસીમ હો મકે વો કામ પયદા કર
નય આલમ સના અપની ગી મુન્હો શામ પયદા કર
જીસે મરનાનગી હાસિલ હય, વે મીના ઉ નીકા હ
જો હય કુછ કામ ભી જીના તો બસ જીના ઉસીકા હય

બાકી એમ તો રોજ લાખો દુન્યામા પેદા થાય છે, અને લગભગ તેટલાજ મૃત્યુને શરણ થાય છે કોઇ જાણતુ એ નથી કે તેઓ કયાથી આવ્યા અને કયા ચાલી ગયા,

એવાજ નામાકીત નરોમાનો એક ચોરોનો ઉસ્તાદ ઉઠાવગીરનો ગુરૂ, ધાડપાડુઓને પાઠ આપનાર, લુટારાઓને થાપ દેનાર, પોલીસને હફાવનાર, ડીટેકટીવોને આગળીઓ ઉપર નચાવનાર, અમેરીકાનો અઠંગ બદમાશ

---

## પ્રખ્યાત ફેન્ટોમસ લુટારો છે

આ સાહસીક લુટારો પોલીસને સતાવવા, અને ડાટેકટીવોને થાપ આપવામા, એક જાતની મોજ માને છે, પવનની માફક તે સઘળે સ્થળે છે, પણ કોઇના હાથમા પકડાનો નથી સઘળાઓને

શાપ આપે છે પણ કોઈની જાળમા સપડાતો નથી પોલીસ હેરાન છે, અને સત્તાવાળાઓ પરેશાન છે, તેને છોડાવનારાઓ, તેના હીમાયતીઓ, અને તેના સહાયકો ચારો તરફ ફેલાય છે

સત્તાવાલાઓની આખમા તે એક કાટા સમાન ખુચે છે કાળા કામો ફેન્ટોમસ કરે છે અને બદનામીના ડાઘથી પોલીસના દામન ખરડાય છે

પોલીસને અછાડ પછાડ કરતા એમજ વરસો વીતી ગયા છે, પણ ફે ટોમસ કોણ જાણે હવા છે, પવન છે, વાયુ છે, વીજળી છે, ભુત છે, દેવ છે, જીન છે, ફરેસ્તો છે, કે શયતાન છે કે કોઇના હાથમા સપડાતોજ નથી

આવા એક નામાંકીત પુરૂષની કાર્કીર્દી તમારે જરૂરજ જાણવી જોઇએ અને તે જોયા પછી તમો પોતેજ કબુલ કરશો કે આ સીરીયલ ઉતારવા મા વીટયમ કે ક્ષે ખરેજ કમાલ કીધી છે

# દીકરા પેસુ અને બાવા જમસુ વચ્ચે જબરો ઝગડો.

**બાવા**—કેમ, કમબખ્ત, તને પચાસ વખત કહયુ કે એમ વરમાદમા બીજાઇ તગડાઇને ના આવી મર ડૉકટરના પઇસા ભરતા ભરતા હુ મરવા પડુ છ

દિકરો—પણ, પપાજી મે તો તમોને સો વખત કહયુ કે મને એક ફરસ્ટ કલાસ ઓવર કોટ અપાવો કે બીજાઉબી નહી ને તમો ને જ ગાલખી નહી

**બાવા**—હા-હા કાય નહી જે, તારા બાપ દદા પઇસા મુકી ને મરી ગીયા, છ તે તને ૫૦-૬૦ નો મજેનો ને ફરસ્ટ કલાસ ઓવરકોટ જોઇએ ?

દિકરો—પણ તમોને કોણુ કહે છ કે ૫૦ ને ૬૦ નો અપાવો દશ પદરનો અપાવોની સસ્તુ ને સગન પોગની જાત્રા

**બાવા**— તે કોણુ તારો કાકો દસ પદરમા આપેછ કે જગલમા

દિકરો—પપાજી તમોને ખબર નહી તો જરા મને પુછયા કરો તમે મુબઇમા વસોછ કે જગલમા

**બાવા**—ચાલ, બા-એમ તો એમ, હુ તો જગલમા વસુછ, ને તુ તો શહેરમા વસેછ બોલી મરની

દિકરો—બેવ પપાજી હોરનબી રોડ પર કે સી મેરેટની દુકાનમા નદન નવા ફરસ્ટ કલાસ ઓવરકોટ બીલકુલ સસ્તા મલે છ

**બાવા**—હે શુ સાચ્ચુ કહે છે દિકરા

ત્યારે તો ચાલ એક તારે માટે એક સાવકને માટે ને એક મારે માટે આજેજ આપણે જઇને લઇ આવીએ

( અને તેજ દહાડે સાંજે બાપ દિકરાનુ હાઉસન જાઉસન હોરનબી રોડ પર કે સી મેરેટની દુકાનમા જઈ પુગ્યુ )

૪૦ ભાગ **ફેન્ટોમસ** ૪૦ ભાગ

યાને

# શરીફ બદમાશ

ફેન્ટોમસનો જીવ જયારે લુંટ ચોરી બદમાશી, વગેરેથી ધરાઇ ગીયો ત્યારે તેયાર પોલીસને શરણે જવાનો થયો પરંતુ ડીટેકટીવ ડીક્ષને તેની દરેક માગની ના કરી અને તેને પકડવાના કસમ લીધા હવે જોવાનુ છે કે ડીટેકટીવ જીતે છે કે શું!



હેરીગટન જયારે સોનુ બનાવવાના કીમીયામા ફતેહ પામ્યો, ત્યારે તે ઘણો રાજી થઇ ગયો પરંતુ આ વાતની ખબર ફેન્ટોમસને પડતા, તેણે તે કીમીયુ કોઇબી ભોગે હેરીગટન અગાઉથી મેળવવાનો વીચાર કીધો—આખરે—તેને તે મેળવ્યુ—મગર વાચી શકયો નહી, આથી તે વધુ ગુસ્સે થયો અને હેરીગટનને પકડી પોતના ભોયરામા કેદ કીધો ને પેલુ કીમીયુ વાચવાની ફરજ પાડી

---

ખિલાફત પ્રેસ, સુલતાન મેન્શન, ડુંગરી મુંબઇ નં ૯

# ફેન્ટોમસ યાને શરીફ બદમાશ

## વીલ્યમ ફોક્ષની ૪૦ ભાગની તન નવી

# ડીટેકટીવ સીરીયલ

હીંદુસ્થાનમા પહેલીજ વખત



અમેરીકાના સેંકડો પેપરોએ આ બાન હકીક સીરીયલની એકે અવાજે તારીફ કરી છે, એવુ આજ સુધી બીજી કોઈએ સીરીયલને માટે બનવા પામ્યુ નથી

જાણીતો ફિલ્મ પ્રોડયુસર જોની વોકર આ સીરીયલમા આશકનુ જે બીકટ પાત્ર ભજવે છે તે જોઇ તમો હયરત થઇ જશો કે એટલો નાનકડો જીવડો કેટલા કેટલા મ્હાભારત કામો કરે છે